ગોરજીનું જમણ

# રમણ ભમણ.

(એક રસીલી વાર્તા)





લેખક:—રણછોડભાઇ મોતીભાઇ બ્રહ્મભટ.

મુ. વટાવ વાયા આણંદ

પ્રકાશક:—ભીખાભાઇ નરોતમદાસ પટેલ

સ્ટેશન ગોઠ—પે

આવૃત્તિ ૧ લી  પ્રત ?



કિંમત એક આને

# સ્વદેશીને ઉત્તેજન આપો

શુદ્ધ વનસ્પતિના તેલોમાંથી બનાવેલો ન્હાવા
તેમજ ધોવા માટે ઉત્તમ

## સ્વદેશી **હેમર સોપ** વાપરો.

પેકેટ એકની કીંમત બાર આના.





વધુ વિગત માટે લખો:—

સોલ એજન્ટ,

**ઠક્કર નાથાભાઈ ખુશાલદાસ.**

પેટલાદ.

ક. હમારે ત્યાંથી દરેક જાતની ચહા, સાબુ, સીગારેટ તથા દરેક જાતનો સ્ટેશનરી સામાન તેમજ છુટક વ્યાજબી ભાવથી મળશે.

પ્રીન્ટીંગ પ્રેસમા શાહ હરજીવનદાસ
ી. અમદાવાદી બજાર—નડીઆદ,

श्री.

# ગુણીયલ બાઇનો કમાટ.

( એક રસીલી વાર્તા )

( હરીગીત છંદ )

કહુ છુ પુરાણી વાત તમને સાંભળો સજ્જન સહુ,
પાળે પતિવ્રતા પણ એ સ્ત્રી તણી વર્તા કહુ. (૧)
પૂર્વ પુરાણા ગામમાં રહતો સુખ એક વાણીયો,
પૈસે ટકે સુખી ઘણો નહિ દુખની એંધાણીયો (૨)
પરણ્યો હતો તેની પ્રિયા એવી વિવેકી તો હતી,
પાળે પતીવ્રત અન્યનું મુખડુ કદી જોતી નથી (૩)
આવ્યો સમા એક દીન એવો પત્ર તો પરદેશથી,
મમ મીત્ર આવો ઝડપથી મુજ પાસ જન એક નથી (૪)
વેપારની ધમાલ એવી ચાલે છે આ વરસમા
નફો ઘણો દેખાય છે માટે અહિં આવો તમો. (૫)
અહિં આપનો દુકાન વિષે ભાગ કરશુ અડધનો,
કંઇ દામની પરવા નથી ઉતાવળે આવો તમો. (૬)
એ કયાર્ડ વાંચી વાણીએ વીચાર મન સાથે કર્યો,
છે એકલા તે માટ આવ્યો પત્ર મારા મીત્રનો (૭)
ના જાઉં તો ખાલી પડે હાથે ચઢેલા બાર આ,
અટવાય છે મારુંસ વીના બાઇને નથી કહેશી તમા. (૮)

ઉલટા થશે દીલગીર અને આ ભહાર મારો જાય છે,
કરીને રૂડો વીચાર પોતે વાત કહેવા જાય છે. (૯)
ડાહી તમોને શું કહું આ પત્ર આવ્યો મીત્રનો,
બેસી અહિં નીરાંતથી લઇ હસ્તમાં વાંચો તમો. (૧૦)
એ ભાગની દુકાન કરવા કેમ જાવાનું કરૂં,
પૈસા તણી પરવા નથી તો કહે હવે શાને ડરૂં. (૧૧)
પણ એક ચીંતા છે મને તે મુખથી હું શુ કહું,
વિચાર આતે ઉલટા કે ના જઉ ને અહિં રહું. (૧૨)
આ વાત ગુણીયલ સાંભળીને મન વિષે સમજી ગઇ,
હું છું પતીવ્રતા લણી ને વાત તેણે તો કહી, (૧૩)
જો થાય આ પૃથ્વી રસાતર સુર્ય ના ઉગે નભે,
ગુણીયલ ચુકે નહિ સત્ય એવું ધારજો સ્વામી તમે. (૧૪)
મેં સાચવી રાખી ઇજ્જત સાચી પતીવ્રતા હજી,
તે વાત નિશ્ચય જાણજો કો કાળ ના જાઉં તજી. (૧૫)
પણ એક મારી વીનંતી નહી એકલું મુજને ગમે,
વીરહાગ્ની સમાવવાને પત્ર લખજો રે તમે (૧૬)
એ વાત સુણી વાણીયો ને હ્રદયમાં રાજી થયો,
સ્ત્રી છે ઘણી ડાહી કહીને ત્યાંજ એ બેસી રહ્યો. (૧૭)
તે બાઈ ગુણીયલ નામ તેવા ગુણનો સંગ્રહ કરી,
ત્યાં હર્ષના અશ્રુતણો વરસાદ વરસાવ્યો ફરી. (૧૮)
કહે છે વણીક તુજ માટ મેં અડચણ કશી રાખી નથી,
ભર્યાં સર્વે ઘરમાં સાધનો ઓ પ્યારી ઘરમાં પહેલાથી. (૧૯)
અડચણ કશી તુજને નથી તે માટ પાંચ વરસ લગી,
હું ત્યાર સોરો આવવાનો જાઇશ નહિ મનથી ડગી. (૨૦)

પછી હાથથી કંસાર કીધો નાથને જમાડીયો,
એ ચતુર બાઈએ નાથને પૈસા કમાવા કહાડીયો. (૨૧)
પાળે પતીવ્રતાપણું તે પ્રાણથી પ્યારૂં ગણી,
મન વીષે કહેતી આબરૂ તો રાખશે ઇશ્વર ધણી. (૨૨)
એ વાતમાં ને વાતમાં એક વરસ તો વીતી ગયું,
જગદીશની કીરપાથી બાઇનું મન અધીરૂં ના થયું. (૨૩)
આવ્યો વિચાર એને રૂડો સ્વામી ગયા તે ત્યાં રહ્યા,
વ્રત નેમ કંઇ કીધા કરી નહિ બાર માસ ચાલ્યા ગયા. (૨૪)
માટે જમાડુ ગોરજીને પુણ્ય તેનું કંઇ મળે,
ઇશ્વરતણા પરતાપથી કદી દ્રષ્ટી મારી ના ચળે. (૨૫)
કહી બંધ કરીને બારણુ ગુણીયલ ગોર કને ગઇ,
જમવા પધારજો ગોરજી ઘર આવી એ એવું કહી. (૨૬)
કરી રસોઇ બત્રીસ ભાતની શાકાં વળી વીધવીધનાં,
ચટણી કરી ચપળા ઉભી કે ગોરજી આવ્યા તહાં. (૨૭)
કે થાળ સોનાની મહીં સહુ વાનાં બાઇએ પીરસ્યાં,
પણ ગોરજી જમતા નથી બે નયન તો ચમકી રહ્યાં. (૨૮)
ટકટક ટસેટસ તે જુએ નવ હસ્ત ઘાલે થાળમાં,
આ વાત સમજી બાઇ કે આ ગોરજી ફરે તાળમાં (૨૯)
આ સ્થાનકે કો છે નહિ જો ઇજ્જત લેશે ગોરજી,
તો જીભ લાવી દંત નીચે દેહ હું દઇશ જ તજી. (૩૦)
પણ લોક મુજને નીંદશે ઉપાય તે માટે કરૂં,
ઇશ્વરતણી છે ઓથ સો શા માટ હું મનમાં ડરૂં. (૩૧)
કરીને રૂડો વિચાર બોલી ગોર શું જોવો તમે,
કેંઇ અકકલ દેખતી નથી સમજાયું એ સઘળું અમે. (૩૨)

ત્યાં ગોરજી બોલ્યો પ્રીદા હું ખાવાનું ગમતું નથી,
આ જગતમાં હું આપની સમ બાઇને જોતો નથી. (૩૩)
તો ખાવાનું શાનું ગમે લે આ હવે જમવું નથી,
તુજ માટ તલસે જીવડો અન્ન જળ હવે લેવું નથી. (૩૪)
ગુણીયલ કહે છે ગોરજી શા માટે આ ગભરાવ છો,
અપું તમોને બદન આ પછી શાને દીલગીર થાવ છો. (૩૫)
ખુશીથકી જમજો તમે અત્યારે કંઈ બનશે નહિ,
કો જાણે તો થાએ ફજેતી આવજો રાત્રે અહિં. (૩૬)
"હું સાત વાગે આપની જરૂર રાહ જોઇ રહું,
પછી રાત આખી આપણી શા માટ હું ઝાઝું કહું." (૩૭)
ત્યાં ગોરજીને ગમ પડી કે પેટ પોતાનું ભર્યું,
ગુણીયલતણા મંદિર રાત્રે આવવા નીશ્ચય કર્યું. (૩૮)
સંસારથી વીમુખ થઇ પાછા ફરી લપટાય છે,
જાણી કરીને નર્કના અધિકારી આવા થાય છે. (૩૯)
ગુણીયલ વિચારે અંતરે આ ગોરજી જો આવશે,
ઉપાય જો હું નહિ કરૂં તો શીયળ મુજ ભંગાવશે. (૪૦)
માટે જઉં આજે ધણીનો ગામમાં જે મીત્ર છે,
કરશે તરત તે પેરવીને ગોરજી પાછા જશે. (૪૧)
એવું વિચારી અંતરે ગઈ શેઠ ધનવંતશા કને,
આવો કહી ધનવંતશાએ બુમ પાડી બાઇને. (૪૨)
બહુ દીને મેં તમને દીઠાં કયમ કહો તમે આવો નહિ,
કહોને નવી કંઈ વાત આવી સામે તો બેસો અહિં. (૪૩)
કે તરત ગુણીયલે ગજબની આ વાત ગજાવી મુકી,
કરો શેઠજી રક્ષણ શીયળ વ્રત હું કદી ચુકી નથી. (૪૪)

ગઈકાલે જઈને ગોરજીને નોતરૂં મેં તો દીધું,
તો નજર બગડી ગોરની ને જાર રમવાનું કીધું, (૪૫)
મેં વાત વિચારી અને તેને કર્યો છે વાયદો,
રાત્રે હવે તે આવશે ઉપાય નહિ તેનો કશો. (૪૬)
ધનવંતશા કરી ક્રોધને બોલ્યો થઈને બાવરો,
હું આવું છું રાત્રે શું કરશે ગોરજી ચબાવલો. (૪૭)
હું તાહરી રક્ષા કરૂં એ ગોરજી પાછો જશે,
તો તેના બદલામાં વહુ કહે શું મને તું આપશે. (૪૮)
ગુણીયલ ધનવંતશાતણો વીચાર તો સમજી ગઈ,
શું શીયળ સચવાશે પ્રભુ ચિંતા ઘણી તેને થઈ. (૪૯)
ઘરનાં બળ્યાં વનમાં ગયાં તો લાહ્ય ઉઠી રાનમાં,
ધીમો હું પાડું વાણીયાને વાત કહીને કાનમાં. (૫૦)
ગુણીયલ કહે કહો શેઠજી ને સંકટ મારૂં કાપજો,
એક દીન કહે છે શેઠ વહુજી રાત વાસો આપજો. (૫૧)
ગુણીયલ કહે ઓ શેઠજી તમે આઠ વાગે આવજો,
કદી ગોરજી તમને મળે તો તેહને ઠપકારજો. (૫૨)
એવું કહી ચાલી ગઇ ગુણીયલ બીચારી ઘર વીષે,
જો કાઢવા બકરૂં ફરૂં છું ઉંટ પેઠું ઘર વીષે. (૫૩)
કરીને પછી વિચાર ગુણીયલબાઇ તો સાવધ થઇ,
સરદારખાં પઠાણ તેને વાત કહી આવું જઇ. (૫૪)
ચાલી જમાદારની કને બઇ તો પતીવ્રત પાળવા,
કહ્યું જાઇ અને તમે આવશો મુજ શીયળને ઉગારવા. (૫૫)
ધનવંતશા જે શેઠ મારૂં શિયળ ભંગાવા ફરે,
આવું તમારો પાડ એનો કોણ બદોબસ્ત કરે. (૫૬)

સુણ્યું જમાલગે તહાં કરી ક્રોધને એવું વદ્યા.
ધનવંતશા છે નામ પણ ધંધા કરે આવા સદા. (૫૭)
હું તેહને સીધો કરૂં રૂજની[1] મને તું અર્પજે,
ગુણીયલ કરૂં તુજ કામ બદલો આજ તેનો આપજે. (૫૮)
ગુણીયલ બીચારી ગાભરી થઇ આ તમાસો જોઇને,
કંઈ વાત આપે જઇ કરૂં ના શરમ આવે કોઇને. (૫૯)
પણ સહાય કરશે સાંભળો એવું વીચારીને વદી,
કો વાત આ જાણે નહી થાશે ફજેતી આપણી. (૬૦)
નવ વાગતાં તમે આવજો રૂજની[1] રમીશું રંગમાં,
ધનવંતશાને પાધરો કરજો રહીને ઢંગમાં. (૬૧)
કહી એમ ચાલી નીકળી બનનાર તે બનશે હવે,
પણ રાજ્યના દીવાન પાસે અરજ કરવા દો મને. (૬૨)
કહી બાઇ ચાલી નીકળી દીવાન પાસે તરત તો,
દીવાન ગુણીયલને કહે શા માટ અહિં આવ્યાં તમો. (૬૩)
ગુણીયલ તરત તહાં ઉચરી સરદારખાં પઠાણ જે,
મુજ આબરૂમાં હાથ ઘાલવાને ફરે બદમાસ તે (૬૪)
રસ્તો કરો કંઇ તેહનો તે માટ હું આવી અહિં,
કે તરત ત્યાં દીવાનજીએ વાત માંડીને કહી. (૬૫)
શું વાત સાચી આ હશે સરદારખાં સાચું કહે,
હું તરત બંદોબસ્ત કરૂં તે માટ તું નિર્ભય રહે. (૬૬)
પણ વાત કહું છું તુજને તે દીલમાં તું આણજે,
એક દીન મારી સાથ અચ્છી મોજ પ્યારી માણજે. (૬૭)

---

૧ રૂજની=રજની.

આ શાંભળી ગુણીયલ બીચારી ગાભરી ત્યાં તો થઈ,
દીવાનના મનને મનાવા તે વખત તો હા કહી. (૬૮)
દશના સુમારે આવજો મમ ઘેર રૂજની ગાળજો,
સરદારખાંને યાર મારા આજ તો ઠપકારજો. (૬૯)
ત્યાં હા દીવાને તે કહ્યું બહુ દીલ વીષે ખુશી થયો,
ગુણીયલ કહે હું જાઉં છું તમે આવજો રાજી થયો. (૭૦)
ચાલી ચતુર બાઇ ને પછી લાગી વળી બીચારવા,
રાત્રે જવાની લાજ નહિ કો આબરૂ ઉગારવા. (૭૧)
ઉપાય તો સુઝે નહિ જો એક આરો છે નહિ,
જો જાઉં રાજાની કને તો અરજ એ સુણશે સહી. (૭૨)
કરીને રૂડો બીચાર ગુણીયલ રાયની પાસે ગઈ,
કે દુરથી રાયેજ પાડી બુમ ઓ બાઇ કહી. (૭૩)
ગુણીયલ થઇને ગાભરી કહે અરજ ઉર ઉતારજો,
દિવાન મારી આબરૂ લે તેહને તમે વારજો. (૭૪)
રાજા કહે હું જોઇશ તે પણ વાત મારી માનશે,
આશા મને તો એક છે માશુક તું મારી થશે. (૭૫)
ગુણીયલ કહે છે લોક તેવી રાયની બુદ્ધિ થઇ,
થાનાર તે થાશે હવે તો રાયને પણ હા કહી. (૭૬)
ઓ રાયજી શાંતી થકી અગીઆર વાગે આવજો,
હું રાહ ત્યારે જોઉં છું પછી પ્યારને પલટાવજો. (૭૭)
ત્યાં રાયજી ખુશી થયા ગુણીયલ સીધાવી ઘર ભણી,
રાતે આ પાંચે આવશે ચીંતા શીયળની છે ઘણી. (૭૮)
કરતી વિચારો અવનવા એ ઇશ આબરૂ રાખશે,
કંઈ ઉપાય એ બતલાવશે તો શીયળ ભંગ શાને થશે. (૭૯)

કરીને પછી પ્રભુ પ્રાર્થના બેઠી વળી મકાનમાં,
વિચાર કીધો મન થકી મુરખા મરાશે તાનમાં. (૮૦)
પછી તો કર્યાં બંધ બારણાં વીચારમાં બેસી ગઈ,
કબાટ મૂકયું લાવીને જ્યાં બેસવાનું હતું તહીં. (૮૧)
રાત્રે થયા જ્યાં સાત પેલા ગોરજી તો આવીયા,
ગુણીયલ રે ગુણીયલ કહીને બારણાં ખખડાવીયાં. (૮૨)
બાઈએ પધારો ગોરજી કહીને કમાડો ખોલીયા,
બહુ કામના આવેશમાં ત્યાં ગોરજી તો ડોલીયા. (૮૩)
કરી બાર બંધ ને પાન બીડું ગોરજીને આપીયું,
મન આલીંગન દેવાનું પેલા ગોરજીનું તો થયું. (૮૪)
ગુણીયલ કહે ગભરાવ છો કયમ રાત આખી આપણી,
ઉતાવળા ના થાવ કહીને પાન તો આપ્યું ફરી. (૮૫)
કે ગોરજી ધીમા પડયા કલાક તો વીતી ગયો,
ધનવંતશા જે શેઠ પેલો તરત ત્યાં તો આવીયો. (૮૬)
ઠોકયાં બાઈનાં દ્વાર પેલો ગોરજી ગભરાઈ ગયો,
ગુણીયલ આ ઠોકે દ્વાર તે તુજ વૈર કયાંથી આવીયો. (૮૭)
ગુણીયલ કહે ધનવંતશા એ નીત્ય આવે છે અહીં,
હવે ભાગ મળીયા માહરા એ વાત જોરે તો કહી. (૮૮)
કહેશે જઈ મારા ગુરૂને પત્તર મારૂં ફુટશે,
એ કહાડશે હાંકી મુને વસ્તી વળી જો રૂઠશે. (૮૯)
સંતાડ બાઈ મુજને કંઈ ઉપકાર માનું તાહરો,
હું આવીયો કયાં અહિં અરેરે દીન બગડયો માહરો. (૯૦)
ઘરમાં નથી જગ્યા કંઈ તાળાં દઈ સ્વામી ગયા,
આમનું સુણીને બોલવું ત્યાં ગોરજી ગભરાઈ ગયા (૯૧)

સંતાડવાની કંઇ નથી જગ્યા હવે હું શું કરૂં,
કહે ગોર હત્યા લાગશે હું જીભ કરડીને મરૂં. (૯૨)
ગુણીયલ કહે ઉપાય છે કબાટ આ સામું રહ્યું,
તેમાં પુરૂં ? અકળાયલા એ ગોરજીએ હા કહ્યું. (૯૩)
બાઇએ તરત કબાટનું ત્યાં ખાનું ઝટ ખુલ્લું કર્યું,
મહી તરત ઘાલી ગોરજીને પેક તાળાથી કર્યું. (૯૪)
પછી દ્વાર ખોલ્યાં બારનાં ધનવંતશા દાખલ થયો,
બહુ વાત વિનોદો થકી કલાક તો વીતી ગયો. (૯૫)
નવ વાગતાં સરદારખાંએ આવી ઠોક્યું બાર ત્યાં,
ધનવંતશા કે બાઇને આ કોણ ઠોકે બારણાં. (૯૬)
ગુણીયલ કહે સરદારખાં રોજે અત્યારે આવતા,
સહુ શહેરની બનેલી બીનાઓ નીત્ય એ દર્શાવતા. (૯૭)
ધનવંતશા ગભરાઇને કહે તું મને કંઇ કહાડને,
જગ્યા કંઇ જો હોય તો તું ત્યાં મને સંતાડને. (૯૮)
ગુણીયલ ધીમે રહીને વદી જગ્યા જોવાને છે કંઇ,
તાળાં દીધાં છે દ્વારમાં ખુલ્લું જરા આએ નહિ. (૯૯)
એક નથી ઇલાજ હાવે કેમ કરીએ કહો હમો,
છે એકલું કબાટ તેમાં તો તળે પેસો તમો. (૧૦૦)
ખાનું કબાટનું ખોલી તરતજ શેઠીયાને ઘાલીયો,
ખોલ્યાં જઇને બારણાં સરદારખાં દાખલ થયો. (૧૦૧)

( દોહરો )

ગુણીયલ સૂઝે ઝીંકણી, બીનાને આપી માન,
[illegible]ડી પીઓ ભાતો તમે, કહીશું કાલે બયાન.

અપુર્ણ.

